ૐ

# ભક્તિ માર્ગ

યાને

## અસરકારક બંદગી



લેખક અને પ્રકાશક.

ધનજીશાહ. મે. બ. હાથીખાનાંવાળા.

ઠે૦ ગોપીપુરા—સુરત.



સુરત ખપાટીઆ ચકલાપર આવેલા "સમાચાર" પ્રીન્ટીંગ પ્રેસમાં બળવંતરાય રતનજી દેસાઇએ મેસર્સ વિદ્યાર્થી એન્ડ કું. તરફથી છાપ્યું.

ઇ. સ. ૧૯૨૪



# ભક્તિ માર્ગ

યાને

"અસરકારક" બંદગી




લેખક અને પ્રકાશક.

ધનજીશાહ. મે. ખ. હાથીખાનાંવાળા.

ઠે० ગોપીપુરા—સુરત.





ઇ. સ. ૧૯૨૪

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧ | અલોકિક | અલૌકિક |
| ૧૩ | ૧૭ | કરતારના | કરનારના |
| ૧૭ | ૭ | ભાગ | ભોગ |
| ૧૭ | ૧૧ | અસક્ય | અશક્ય |
| ૧૭ | ૧૫ | મલવાની | મળવાની |
| ૧૮ | ૪ | હોમ | હોય |

રડતો આવે અને હસતો જાય.

# તે શું ?

તમો કોઇ પણ રોગમાં સપડાયા છો તો તમારે તમારે બચવાનો એકજ માર્ગ છે- અને તે કયો ?

# અમૃતધારા.

આજ કાલ જેની હજારો શીશીઓ વેચાતી જોઇ કેટલાક લબાડ વેપારીઓ બનાવટી નામ આપી ગ્રાહકોને ઠગે છે માટે લાહોરવાળાનીજ બનાવેલી માંગજો. ખરે ખરો અસલ માલમલવાનું ઠેકાણું.

## સી૰ એન૰ બ્રધર્સ૰

તમામ જાતની દવા, સેન્ટ, સાબુ, ખુશબોદાર તેલો, પ્રોવીજન, ચા, કાફી, કોલનવાટર વીગેરે વેચનાર તેમજ જગપ્રસિદ્ધ આંતક નીગ્રહ ગોળીઓના એજંટ.

ઠે૰ કણપીઠ બજાર—સુરત

હમારો ખીલ મટાડવાનો મલમ ખાસ વાપરો.

ॐ

# ભક્તિ માર્ગ.



દરેક ધર્મવાળા; જુદા જુદા નામે, જુદી જુદી રીતે, પોતાના પેદા કરનાર ખુદાની ભક્તિ કરે છેજ, ત્યાં જુદા જુદા ધર્મવાળાઓ એક બીજાપર ધર્મને નામે તિરસ્કાર અને અત્યાચાર કરે તે પાપ અજ્ઞાનજ છે. જે ધર્મની ફીલસુફી વડે એવા તિરસ્કાર અને અત્યાચાર કરવા તે પાપ છે. એમ સમજાય તે ફીલસુફીનુ જ્ઞાન જગતમાં સર્વત્ર ફેલાવું જોઇએ અને તે આ વીસમી સદીમાં તાસુબી-Prejudice વિના વંચાવુ જોઇએ કેમક એવું જ્ઞાનજ સામાન્ય સુલેહ સ્થાપવાનો અસરકારક ઉપાય છે.

હિન્દુ પ્રજાને તેઓના મહાત્મા એટલે પેગામબરોએ Theology એટલે ખુદાનું સ્વરૂપ બરાબર ધ્યાનમાં ઉતરે એવી રીતે એવું તો સ્પષ્ટ બતાવ્યું છે કે પોતે જેને પરમાત્મા કહે છે તે ખુદા સર્વ વ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન એવો એકજ છે અને તે સર્વ-વ્યાપક હોવાથી ખુદા પ્રાણીમાત્રમાં પણ હાઝર નાઝર મોજુદ છેજ એમ હિન્દુ પ્રજા સારી રીતે માને છે અને તેથીજ બીજી પ્રજાઓ કરતાં હિન્દુઓ ધર્મની બાબતમાં સહનશિલતા વધારે બતાવે છે સુલેહ જાળવી શકે છે અને બીજાઓ ખુદાને ગમે તે નામે ઓળખે

અને તેની ગમે તે રીતે ભક્તિ કરે તેમાં વાંધો લેતા નથી. તેમજ નાહક કોઈપર અત્યાચાર કરવાનું વલણ ધરાવતા નથી.

હિન્દુ જ્ઞાનીઓ સમજાવે છે કે અમુક કોમનો ધર્મ તે આખી કોમ માટે એક સરખો હોય છે ખરો પણ તે કોમના સઘળાજ માણસો તે એક સરખી રીતે પાળતા નથી કેમકે માણસોની બુદ્ધિ એક સરખી હોતી નથી. માણસ માત્રની બુદ્ધિ મુખ્ય ત્રણ પ્રકારની હોય છે. સામટી રીતે લેતાં માણસ જાતની બુદ્ધિ એવા ત્રણ પ્રકારની અસલથી હતી. હાલમાં પણ છે અને ભવિષ્યમાં પણ તેમજ રહે એવી કુદરતની રચના છે.

દાખલા તરીકે ધાર્મિક આગેવાનોની ગમે તેટલી જેહમત છતાં પારસી કોમ એક સરખી રીતે ધર્મ પાળતી જણાતી નથી. કોઇ પતેત ભણવા ભણાવવાથી ગુનાહ માફ કરાવવા નીકળે છે. તો કોઇ લાભ મેળવવા અથવા બલા ટાળવા મરઘાં કે ઈંડાના ભોગ આપવા નીકળે છે. કોઇ ફક્ત એક દાદર અહુરમઝદને મદદ માટે પૂરતા કાફી સમજી તેનીજ યાદ કરે છે તો કોઇ ઇઝદ અમસાસ્પંદોની મદદપરજ મદાર બાંધે છે. કોઇ દુનિયા તથા બહેસ્તના સુખ ભોગ માટેજ કોશેશ કરે છે, તો કોઇ વળી એવા પણ છેજ કે તેવુ સુખ બક્ષનાર ખુદ ખુદાનેજ પામવાની કોશેશ કરે છે. બંદગી કરવાના એવા રંગ-ઢંગનો હિન્દુ જ્ઞાનીઓ એવો ખુલાસો આપે છે કે દરેક કોમના માણસોની બુદ્ધિ તામસી, રાજસી અને સાત્વિક એવા મુખ્ય ત્રણ પ્રકારમાં વહેંચાયલી રહે છે. અને સર્વ કોઇ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે બંદગી યાને ભક્તિ કરે છે.

સૌથી ઉતરતી બુદ્ધિવાળા માણસો તામસી બુદ્ધિવાળા કહેવાય છે. પોતાની વાસનાની તૃપ્તિ થવામાં એટલે પોતાનું મરજી મુજબ

કામ થવામાં જે કોઈ નડતું હોય તેની હિંસા કરવામાં યાને ઇજા કરવામાં ઇશ્વરી શક્તિની મદદ માટે કીધેલી ભક્તિ સૌથી નીચ ભક્તિ છે. લોકોપર જબરદસ્તી વાપરીને પોતાની વાસના તૃપ્ત કરવા માટે યાને પોતાનું ઇચ્છેલું મેળવવા માટે ખુદા અથવા કોઈ ઇશ્વરી શક્તિ પાસેથી બળ મેળવવા કીધેલી ભક્તિ બીજી નીચ ભક્તિ છે. અદેખાઇના માર્યા કોઇને તોડી પાડવામાં મદદ મેળવવા ખુદા અથવા કોઈ ઇશ્વરી શક્તિની કીધેલી ભક્તિ ત્રીજી નીચ ભક્તિ છે. તામસી બુદ્ધિવાળાની એવી મુખ્ય ત્રણ પ્રકારની ભક્તિ હોય છે. તામસી બુદ્ધિ કરતાં ચઢીયાતી રાજસી બુદ્ધિ ગણાય છે; એવી બુદ્ધિ-વાળામાં જે વાસના ભોગનું સુખ મેળવવા ખુદા અથવા કોઈ ઇશ્વરી-શક્તિની મદદ માટે ભક્તિ કરે છે તે રાજસી ભક્તિમાં સૌથી હલકી ભક્તિ ગણાય છે. નામદારી મેળવવા માટે કીધેલ ભક્તિ બીજી રાજસી ભક્તિ છે અને લોકોનું ખેંચાણ કરવા લોકોને નમાવવા ચમત્કાર કરવાની કોઈ સિદ્ધિ એટલે શક્તિ મેળવવા માટે ખુદા અથવા કોઈ ઇશ્વરી શક્તિના કીધેલી ત્રીજી રાજસી ભક્તિ છે. એવી રીતે રાજસી બુદ્ધિવાળાની મુખ્ય ત્રણ પ્રકારની ભક્તિ છે.

રાજસી બુદ્ધિ કરતાં ચઢીયાતી સાત્વિક બુધ્ધિ હોય છે. એ શુભ બુધ્ધિ વાળાને પાપનો ડર પેદા થાય થાય છે તેથી પાપ કરતાં તે અચકાય છે અને થયેલાં પાપના નાશ માટે ખુદાની ભક્તિ કરે છે તે એક પ્રકારની સાત્વિક ભક્તિ છે. ખુદા ભક્તિથી રાજી થાય છે, એમ માની ખુદાને સંતોષવા ખાતર ભક્તિ કરે છે તે બીજી સાત્વિક ભક્તિ છે. અને ખુદાની ભક્તિ કરવાની ફરજ છે એમ માનીને કીધેલી ભક્તિ ત્રીજી તરેહની શુભ સાત્વિક ભક્તિ છે. એવી

રીતે ત્રણ બુધ્ધિવાળાઓની ભક્તિ નવ પ્રકારની થાય છે. એ ત્રણ બુધ્ધિવાળાના મુખ્ય લક્ષણ નીચે પ્રમાણે છે.

તાંમસી બુધ્ધિ વાળો ખાસ કરી બહુજ સ્વાર્થી અને ઘાતકી હોય છે. સ્વાર્થને ખાતર એ ગમે તેવા નીચ કાર્ય કરે છે અને કોઈનું ગમે તેવું અહેસાન હોય તો પણ તે ગણતો નથી રાજસી બુધ્ધિવાળો ખાસ કરી, ક્રોધી, લોભી અને મગરૂર હોય છે પણ અહેસાનથી થોડો ઘણો લજવાય છે, સાત્વિક બુધ્ધિવાળો ખાસ કરી મનસાફી અને ત્યાગી હોય છે થોડું એહસાન ઘણું કરી સમજે છે. ગુણ ભુલતો નથી. અને સામું અહેસાન કરવા તત્પર રહે છે, એ પ્રમાણે પીછાન કરવા ટુંકમાં લક્ષણ લખીએ છીએ. વળી ધ્યાન ખેંચીએ છીએ કે તામસી બુદ્ધિમાં કંઈક રાજસી અને રાજસી બુદ્ધિમાં કંઈક સાત્વિક અંશ પણ ભેળાયલા રહે છે. પણ જેમાં તામસી ગુણ વધારે અગાવાન હોય તે તામસીજ બુદ્ધિ તરીકે ઓળખાય છે. એમ સમજવું. એ ત્રણ બુધ્ધિવાળાની નવ પ્રકારની ભક્તિ થાય છે. અને દરેક ભક્તિ નવ રીતે થાય છે એટલે નવ પ્રકારની ભક્તિ નવ રીતે થતાં ભક્તિ કુલ્લે ૮૧ પ્રકારની ગણાય છે.

હવે નવ રીતે ભક્તિ થાય છે તે કેવી રીતે બને છે તે જોઇએ. કોઇને સાંભળવામાં રસ પડે છે તેથી કથા કરાવીને યાને વંદીદાદ ભણાવીને પોતાની ધાર્મિક લાગણી સંતોષે છે તે શ્રવણરૂપી ભક્તિ કહેવાય છે. કોઇને ભણવા કે ગાવામાં રસ પડે છે તેથી પોતાના ખુદાની તારીફમાં ભણીને કે ગાઇને સંતોષ પામે છે. તે કીર્તનરૂપી ભક્તિ છે. કોઇને ખુદાનું અથવા કોઇ ઇશ્વરી શક્તિનું નામ મનમાં યાદ કરતાં રહેવાનું ગમે છે તેવાઓ જે નામ પૂજ્ય

જણાય તે નામની માળા ફેરવતા રહે છે તે સ્મરણરૂપી ભક્તિ છે. પોતાના એકીનવાળી ઇશ્વરી શક્તિની ચરણ સેવા કરવાની ભાવના ઇચ્છા જેઓના મનમાં હોય છે તેવાઓ પીર કે મૂર્તિના પગ આગળ ચુંબન કરે છે યાતો આતશબહેરામના ઊંબરને કે આવા ઇઝદના પાણીને પોતાના કપાળે લગાડીને સંતોષ માને છે તે ચરણ સેવારૂપી ભક્તિ છે.

કોઇને પોતાની પૂજ્ય ઇશ્વરી શક્તિ આગળ કાંઈ ધરવામાં પુન્ય જણાય છે. તેઓ સુખડ ફળફુલ વિગેરે ધરીને સંતોષ માને છે તે અર્ચનરૂપી ભક્તિ છે. કોઇને નમસ્કાર કરવાથી સંતોષ થાય છે. તે વંદનરૂપી ભક્તિ છે. જેઓ પોતાને દાસરૂપ અને ખુદાને ધણીરૂપ માને છે તેઓ ખુદાની હરકોઇ રીતે સેવા કરીને સંતોષ પામે છે તે દાસ્યરૂપી ભક્તિ છે. જેઓના દીલમાં ખુદા યા કોઈ ઇશ્વરી શક્તિ માટે મિત્રભાવ હોય છે તેઓ ખુદાને પોતાનો પ્રેમનો વિષય બનાવે છે અને જેમ ગમે તેમ પ્રેમના ઉભરા કાઢીને સંતોષ પામે છે તે સખ્યરૂપી ભક્તિ છે. જેઓને તત્વજ્ઞાન થયું હોય છે તેઓ ખુદાને પોતાનો આત્માજ જાણે છે અને આત્મા પરમાત્માના ઐક્યનું ધ્યાન ધરીને ભક્તિ કરે છે તે આત્મ નિવેદનરૂપી ભક્તિ છે. એવી રીતે સૌ કોઇ પોતપોતાની બુદ્ધિના સંસ્કાર પ્રમાણે મુખ્ય નવ રીતે ખુદાની અથવા કોઈ ઇશ્વરી શક્તિની ભક્તિ કરે છે.

જ્ઞાનીઓ સમજાવે છે કે જુદી જુદી બુદ્ધિને લીધે માણસ જાત ઉપર પ્રમાણે જુદી જુદી મતલબે જુદી જુદી રીતે ભક્તિ કરે છે ખરા પણ તે ખાલેસ પ્રીતિવાળી ન હોયતો સાચી અને કાર્ય સાધક ભક્તિ નથી. ઉપર લખેલી આત્મનિવેદન રૂપી ભક્તિ સીવાય

બીજી સઘળી ભક્તિમાં થોડો કે ઘણો દોષ અને અધુરાપણું યાને ખામી હોય છે તેથી તેનું પુરતું ફળ નીપજતું નથી તેમજ ખરા ચમત્કારી ભક્તો ઉભાઇ જતા નથી. ઊંચી નિર્મળ અને સાત્વિક બુદ્ધિવાળાનેજ સાચી ભક્તિનું સ્વરૂપ બરાબર સમજાય છે છતાં જેઓ ખામીવાળી ભક્તિ કરતા હોય તેઓને કશા દબાણ વગર સાચી ભક્તિનું સ્વરૂપ દસ્તુરો તથા ગુરૂઓએ સમજાવતા રહેવું જોઇએ. બુદ્ધિ ખીલતાંજ ભૂલખાતા ભાઇઓ પણ ઠામ આવશેજ આવશે. કુદરતની રચનાજ એવી છે. જ્યાંસુધી બુદ્ધિ પૂરતી ખીલી નથી ત્યાં સુધી જીંદગીની છેવટની નેમ જે મુક્તિ યાને રવાન બોખતગી છે તે તરફની કુચ ધીમી હોય છે પણ ખુદા અને ખુદરતને લગતું જ્ઞાન યાને બ્રહ્મજ્ઞાન થાય છે ત્યારે તે કુચની ઝડપ વધી જાય છે. અને જીંદગીની છેવટની નેમ માટેની ખુદરતની રચના જાણ્યે કે અજાણ્યે આખરે પાર પડેછેજ અને ખુદામાંથી પ્રકટ થયલી જીંદગી પાછી ખુદામાં મળી જઇને હમેશગીનું સુખ થાય છેજ સઘળાની એજ સૂજત છે.

હિન્દુજ્ઞાનીઓ ભક્તિનો અર્થ પ્રીતિ કરે છે. અને શીખવે છે કે પ્રીતિ લૌકિક અને અલૌકિક એવી બે તરેહની હોય છે તેમાંની લૌકિક એટલે દુન્યવી પ્રીતિના ત્રણ પ્રકાર છે. પોતાથી નાના એવા બાળકો ઉપરની પ્રીતિ તે સ્નેહ છે. પોતાના બરોબરીઆ એવાં સ્ત્રી તથા મિત્રો ઉપરની પ્રીતિ પ્રેમ કહેવાય છે અને પોતાથી વડીલ એવા માત પીતા કે ગુરૂ ઉપરની પ્રીતિ શ્રદ્ધા કહેવાય છે. એવી રીતે લૌકિક એટલે દુન્યવી પ્રીતિ સ્નેહ, પ્રેમ અને શ્રદ્ધા એવા ત્રણ પ્રકારની છે. દુન્યવી નહિ એવી અલૌકિક (મીનોઇ) પ્રીતિ એકજ પ્રકારની હોય છે કેમકે તે એકજ ખુદાને લગતી હોય છે. એવી

અલૌકિક ખુદા ઉપરની ખાલેસ પ્રીતિ તે ખુદાની સર્વોત્તમ સાચી ભક્તિ છે. ખુદાજ પોતાનો વ્હાલો આત્મા છે એવું આત્મજ્ઞાન થયા વિના સાચી ભક્તિ યાને ખાલેસ પ્રીતિ કરવામાં મુખ્ય ત્રણ દોષ આવે છે. ખુદા પોતાના આત્માથી જુદો એક બળવાન શક્તિ છે એવું માનનારા ખુદાની ભક્તિ કરે છે તે કાંઈ ખાલેસ પ્રીતિ નથી કેમકે પોતાના કુંટુંબ ઉપરની પ્રીતિને ખાતર કુટુંબના પોષણને ખાતર જેઓ રાજાની સેવા ભક્તિ કરે છે તેઓને રાજા કરતાં પોતાનું કુટુંબ અધિક પ્રીય હોય છે. તેમ પોતાના કુંટુંબને ખાતર બળવાન શક્તિરૂપ ખુદાની મદદ મેળવવા ભક્તિ કરનારને ખુદા કરતાં પોતાનું કુટુંબ વધારે વ્હાલું હોય છે અને તેની ભક્તિ કાંઇ ખાલેસ પ્રીતિ હોતી નથી એમ સમજાવી જ્ઞાનીઓ કહે છે કે ભક્તિ કરવા માટે કોઇ સ્વાર્થ હોવો નહિ જોઇએ કેમકે ખાલેસ પ્રિતિમાં તે એક દોષ ગણાય છે. જગત વહેવારમાં કોઈ નબળો માણસ કોઇ કારણસર કોઇ બળવાન માણસની ખુશામદ કરે અને તે સ્વાર્થ તે બળવાન માણસને જણાઈ આવે તો તે ખુશામદની ઝાઝી કદર થતી નથી તો સર્વ જ્ઞાની ખુદા તેવી ભક્તિની કદર કેમજ કરે ?

ખુદા બક્ષેસ કરનારો છે તે ખાતર ખુદાને પ્રિય ગણી જેઓ ભક્તિ કરે છે તેઓની ઇચ્છા પ્રમાણે વખતસર તેઓનું કલ્યાણ ન થાય તો ખુદા આગળના જેવોજ એકસરખો પ્રિય જણાય નહિ એ પણ એક દોષજ છે. જગત વહેવારમાં કોઈ મોટા માણસની કોઇ પ્રથમ ખુશામદ કરતો રહે પણ તે મોટું માણસ વહેલી મહેરબાની નહિ કરે તો પાછળથી જે કોઈ ખુશામદ કરવામાં ઠંડો પડી જાય

તેના પર તે મોટું માણસ મહેરબાની કરતું નથી તેમ ખુદા પણ મહેરબાની નહિજ કરે.

જેઓ પોતાનો આત્મા અને ખુદા જુદો છે એમ માનીને પોતાના આત્માના કલ્યાણ માટે ખુદાની ભક્તિ કરે છે તે ભક્તિ પણ ખાલેસ પ્રીતિવાળી હોતી નથી કેમકે જો આત્માના કલ્યાણની ગરજ નહોય તો ખુદાની ભક્તિની શી ગરજ ? એવી હાલતમાં ખુદા કરતાં પોતાના આત્મા ઉપરજ વધારે પ્રીતિ જણાઈ આવે છે તે પણ એક દોષજ છે. જગત વહેવારમાં જે કોઈ પોતાના ભલા ખાતર બીજાનું ભલું કરે છે તેવા ગરજવંત ભલું કરનારને શાબાશી મળતી નથી. તેમ તેવી ભક્તિ માટે ખુદા પણ શાબાશી આપે નહિ એ ખુલ્લું છે. જ્ઞાનીઓ એવી તરેહની ભક્તિ કરવામાં ત્રણ દોષો આવે છે તે સમજાવે છે અને કહે છે કે જેમ સઘળા માણસને ખાલેસ પ્રીતિજ સૌથી વધારે પસંદ પડે છે તેમ ખુદા પણ ખાલેસ પ્રીતિથીજ પ્રસન્ન થાય છે.

ખુદા દયાળુ છે, કૃપાળુ છે એ દલીલ ખરી છે. તેની કૃપાવિના એક પળ પણ કોઇથી ટકી શકાય તેમ નથી. પણ જ્ઞાનીઓ કહે છે કે માણસ માંગે તે આપી દેય એવો ખુદા ભોળો કૃપાળુ નથી. એમ આપી દેતો હોય તો એવા મતલબી દોષવાળી ભક્તિ કરનારને કાંઇ દુઃખ હોયજ નહિ સઘળા વાસના ભોગના આનંદમાં ચકચુરજ હોય પણ તેમ બનતું નથી. કર્મના પ્રમાણમાં સુખ ભોગના પદાર્થો મળ્યા કરે એવો બંદોબસ્ત ખુદાએ પોતાની ખુદરતમાં રાખ્યો છે. ભક્તિ કરવાથી તેવા પદાર્થો વધારે પ્રમાણમાં ખુદા પહોંચાડે તેમાં કાંઈ ખુદાની ખરી કૃપા નથી. દરેક જીવને આત્મજ્ઞાન થાય યાને દરેક જીવ

પોતાના આત્માને ઓળખે અને તે જ્ઞાનવડે મુક્તિ એટલે સ્વાતંત્રો-ખ્તગી મેળવી ખુદામાં મળી જઇને હમેશગીનું સુખ પામે એવી ખુદાએ પોતાની ખુદરતમાં રચના ( Plan ) રાખી છે તે રચનાની નેમ પાર પડે તેવેજ રસ્તે ખુદા કૃપા દેખાડે છે. જ્ઞાનીઓ કહે છે કે તેજ ખરી કૃપા છે.

બાળક પોતાનું ભલું રમતમાંજ સમાયલું સમજે છે અને જ્ઞાન લેવામાં આળસ કરે છે. શિક્ષક રમતનો મોહ અંકોશમાં રખાવી જ્ઞાન મળે એવી રીતે બાળકને કેળવે છે. સમજુ લોકો શિક્ષકની તે કેળવણીને દયા અને કૃપાજ માને છે. કાચી બુદ્ધિના માણસો સુખ ભોગના પદાર્થો મેળવવામાં પોતાનું ભલું સમાયલું માને છે તે અજ્ઞાન છે કેમકે તેથી હમેશગીનું સુખ દૂરનું દૂરજ રહે છે. સુખભોગના પદાર્થોમાંનો મોહ અંકોશમાં રાખવાનું જ્ઞાન થાય અને પોતાની ભક્તિ કરનાર તે જ્ઞાનવડે તેવા મિથ્યા પદાર્થોનો મોહ છોડી ખુદામાં એકરૂપ થઈ હમેશગીનું સુખ વહેલું પામે એવી કેળવણી ખુદા આપી રહ્યો છે તેજ ખુદાની ખરી કૃપા છે.

કેળવણી કંઈ ભેટ કરવાનો સોદો નથી પણ જાતે તસ્દી ઉઠા-વીનેજ તે હાસલ કરી શકાય છે તેથી ખુદા પોતાની ભક્તિ કરતારના સંસારમાં સુખદુઃખની યોજના એવી રીતે રચે છે કે હમેશગીનું સુખ વહેલું પામે એવું જ્ઞાન તે ભક્તિ કરનારને થાય. ખુદાની કૃપા કર-વાની રીત એવી છે.

હમેશગીનું સુખ પામવાની જીંદગીની છેવટની નેમ પાર પાડવા માટે ખુદાની એવી કૃપાની જરૂર છે. તે કૃપા મેળવવા ખુદાને પ્રસન્ન કરવાની જરૂર છે. ખુદાને પ્રસન્ન કરવા સાચી ભક્તિ કરવાની જરૂર

છે. સાચી ભક્તિ થવા માટે ખાલેસ પ્રીતિની જરૂર છે. ખાલેસ પ્રીતિ ઉત્પન્ન થવા માટે ખુદા અને પોતાનો આત્મા એકજ છે એવું જ્ઞાન થવાની જરૂર છે. એવું આત્મજ્ઞાન થવા માટે વેદાન્ત જાણવાની જરૂર છે. વેદાન્ત જાણવા માટે અંઃતકરણ પાક પવિત્ર થવાની જરૂર છે. અને અંતઃકરણ પવિત્ર થવા માટે મનસા, વાચા અને કર્મ યાને મનશની ગવશની અને કુનશની પાક પવિત્ર થવાની જરૂર છે. એજ ભક્તિ માર્ગ છે. ઉપર જણાવી ગયા તેમ સાચી ભક્તિ તે ખાલેસ પ્રીતિ છે. અમુક કારણને લીધે ભક્તિ કરવાથી અથવા માગ્યા પ્રમાણે ખુદા નહિ આપે તો ભક્તિમાં મંદ થઈ જવાથી અથવા પોતાના આત્મા ઉપર અને ખુદા ઉંપર પ્રીતિ વહેંચી નાંખી ભક્તિ કરવાથી ખાલેસ પ્રિતિમાં દોષ આવે છે. ભક્તિ ખામીવાળી થાય છે. અને ભક્તિનું જોઇતું ફળ નીપજતું નથી.

એવી રીતે ભક્તિ અસરકારક થવામાં આવતા દોષો બતાવીને હિંદી ગુરૂઓ સમજાવે છે કે ખુદામાંથી જીંદગી પ્રગટ થાય છે તે અંતે ખુદામાં પાછી મળી જાય એવી જીંદગીની છેવટની નેમ=goal છે. તે નેમ પાર પાડવા દોષ વિનાની અસરકારક ભક્તિ થવાની જરૂર છે અને અસરકારક ભક્તિ થવા માટે ભક્તિના સાધનરૂપ મન અને ભાષા વિષેનુ જ્ઞાન થવાની જરૂર છે. સઘળા જ્ઞાન અને બળનું મુળ ખુદા છે. અને સર્વવ્યાપક હોવાથી ખુદા સઘળા શરીરોના અંતઃકરણમાં પણ આત્મારૂપે હાઝર નાઝર છેજ પારસી લોકનો જરથોસ્તી ધર્મ પણ ખુદાને અવિતન્યો એટલે સર્વવ્યાપક કહે છે. તેથી અંઃતકરણમાં પણ ખુદા વ્યાપી રહેલો માનવો જોઇએ.

અંઃતકરણમાં વ્યાપી રહેલા એ ખુદાઇ તત્વને હિંદી ગુરૂઓ આત્મા કહે છે. એ આત્માને પામવું તે ખુદાને પામવા બરાબર છે

તેથી આત્મજ્ઞાનનેજ બ્રાહ્મજ્ઞાન પણ કહે છે. અંતઃકરણ થકીજ સઘળા જીવોને જ્ઞાન શક્તિ છે. જીવને ખુદાનું જ્ઞાન થવાનું એટલે ખુદાને પામવાનું સ્થાન અંતઃકરણજ છે. મન અંતઃકરણનીજ એક વૃત્તિ છે. અંતઃકરણમાં મનને સ્થિર કરવાથીજ જીવ ખુદાને પામે છે. મનજ જીવને ખુદાની નજદીક પહોંચાડે છે. અને મનજ જીવને ખુદાથી દુર ભોગ પદાર્થોમાં ઘસડી જાય છે. ગાથામાં પેગમ્બર સાહેબ જરથોસ્ત પુછે છે તે બરહક છે કે વોહુમન એટલે પવિત્ર મન મારફતે ઓ દાદાર હોરમઝદ હું તમને પહોંચું.

મનજ વિચાર છે તથા મનજ ભાષા પણ છે. તત્વજ્ઞાન પ્રમાણે મન અંતઃકરણમાં સૂક્ષ્મ ભુવને વિચાર રૂપે પ્રગટ થાય છે. અને સ્થૂળ ભૂવને ભાષારૂપે પ્રગટ થાય છે. ફરક માત્ર ભૂવનનો છે. મંત્રનો અર્થ વિચાર થાય છે. ભક્તિનો એક મંત્ર તે ખુદા અને ખુદરતના સંબંધમાં આવવાનો એક વિચાર છે. તેવા વિચાર માટે એક અથવા અનેક શબ્દોની રચના તે ભાષા છે. મનને એકરૂપ ચાલુ રાખવા માટે એકજ વિચારની જરૂર છે. યોગ નહિ જાણનારા સાધારણ મનુષ્યો માટે એક વિચારનું મન રાખવા તે વિચારની ભાષાનો વાણીદ્વારા જપ કરવાની એટલે ભણવાની જરૂર છે. ખુદાને યાદ કરવા માટે ખુદાનું નામ અને ખુદાની સ્તુતિ કરવા માટે સ્તુતિની ભાષા મનને એકરૂપ, એક વિચારનું રાખવા માટે સમજાતીજ ભાષા હોવાની જરૂર છે. સઘળી સમજાતી ભાષામાં માતૃ ભાષા સર્વોત્તમ છે. નહિ સમજાતી ભાષામાં ભક્તિ કરવા કહેવું અને તેજ વેળા એક ચિત્ત રાખવા કહેવું તે બીલકુલ બનવાજોગજ નથી.

ખુદાની યાદ અથવા સ્તુતિના વિચારમાં મન એકરૂપ રહે છે ત્યારે સ્થિર થાય છે. અને તત્વજ્ઞાન પ્રમાણે જીવ અંતઃકરણમાં વ્યાપી રહેલા આત્મારૂપ ખુદાને સ્થિર મનવડે પામે છે. ભક્તો એવા મંત્ર જપીને મનવડે ખુદાઈ તત્વ આત્માને પામે છે. તેથી આત્મ બળ પણ પામે છે. અને એવી હાલતમાં ચમત્કાર નીપજે છે. યોગીઓ યોગ સાધીને મનવડે ખુદાઇ તત્વ આત્માને પામે છે. અને તેવી હાલતમાં ચમત્કાર નીપજે છે. એમ સમજાવી હિંદી ગુરૂઓ કહે છે કે સમજાતી ભાષાનો મંત્ર ન હોય તો વિચાર ઉત્પન્ન થઇ શકે નહિ. વિચાર ઉત્પન્ન થઈ શકે નહિ તો મન એકરૂપ સ્થિર રહી શકે નહિ. મન એકરૂપ રહી શકે નહિ તો આત્માને પામી શકે નહિ આત્માને પામી શકે નહિ તો આત્મબળ પામી શકે નહિ. આત્મ-બળ પામી શકે નહિ તો કદી પણ અસર નીપજી શકે નહિ. અસર નીપજી શકે નહિ તે ભક્તિ અસરકારક હોઈ શકે નહિ. અને અસર-કારક ભક્તિવિના ચમત્કાર થઇ શકે નહિ.

મંત્ર તે વિચાર છે અને વિચાર તે ભાષા છે એ ખરૂં પણ નહિ સમજાતી ભાષા તે કાંઇ વિચાર નથી અને વિચાર નથી તેથી તે કાંઇ ભાષા નથી પણ સ્ટીમ પાવર વિનાના એનજીન જેવી તે તો નિર્જીવ વાણી માત્ર છે. એવી વાણીના અવાજજ અસરકારક હતે તો ફોનોગ્રાફના અવાજથી ચમત્કાર નિપજતે પણ તેમ બનતુ નથી. કેમકે અસર નિપજાવવા મનની જરૂર પડે છે અને મનને એકરૂપ સ્થિર રાખવા સમજાતી ભાષાની જરૂર પડે છે. સઘળા ચમ-ત્કારી ભક્તો થઇ ગયા છે તેઓ ખુદા પોતાના વ્હાલા આત્મારૂપે અંતઃકરણને પ્રકાશી રહ્યો છે એમ આત્મજ્ઞાનવડે જાણીને ખુદાનુ

નામ સ્મરણ કરતા રહેતા અને એક ખુદાનીજ યાદમાં મન એકરૂપ કરી અંતઃકરણમાં સ્થિર કરી રાખતા એવી સર્વોત્તમ અસરકારક ભક્તિનુ સ્વરૂપ અત્રે દર્શાવ્યું છે-

એવી ભક્તિ કરવી રમત નથી. ભોગ પદાર્થો ઉપરથી મન ઉઠાવી લીધા વિના ખુદાને પામવાના મંત્ર ઉપર મન જોઇએ તેવું ચોંટી રહેતું નથી. અંતઃકરણના ભિત્તરને પ્રકાશતા ખુદાને અને બહાર લલચાવતા ભાગ પદાર્થોને મન એકા વેળા સામસામી દિશાએ પહોંચી વળતુ નથી તેથીજ સઘળા મશહુર ભક્તો ત્યાગી સાધુ જેવી સાદી જીંદગી ગુજારતા જણાયા છે. તેઓના જેવી સર્વોત્તમ ભક્તિ કરવી સહેલી નથી તેમ તેમ તે અસકય પણ નથીજ. મનુષ્ય ધારે તે કરી શકે છે. વળી યાદ રાખવું કે સાચી ભક્તિની મુશ્કેલી જોઇને થોડી ઘણી ખામી વાળી ભક્તિ કરતા હો તે છોડી દેવાની નથી તેનું માંગો તેવુ નહિ તોપણ થોડુંક પણ ફળ મળે છેજ. આ લેખનો હેતુ એછે જે જેઓ ખામી-વાળી ભક્તિ કરીને અસરકારક ભક્તિ જેટલું ફળ મલવાની આશા રાખે છે તેઓ તે આશા ફળીભૂત ન થાય તો નિરાશ કે નાસ્તિક નહિ થાય પણ આ લેખ ધ્યાનમાં ઉતારી નિર્મળ અસરકારક ભક્તિ કરવાની કોશેશ કરે.

ખુદાએ પ્રગટ કરેલા અગ્નિ, પાણી જેવાં અવશ્યના તત્વોની તથા સૂર્યાદિ જેવી મહાન શક્તિઓની ભલે સ્તુતિ ગાઓ પણ તમારૂં મન તો તમારા અંતઃકરણને ભિત્તરમાં પ્રકાશતા ખુદામાંજ લગાડી રહો. ખાલેસ પ્રીતિથી એક ખુદાનીજ હરદમ યાદ કરો. એવીજ ભક્તિ સાચી ભક્તિ છે. સાચી ભક્તિથીજ ખુદા પ્રસન્ન થાય છે અને ખુદાપ્રસન્ન થાય તો ખુદા કૃપા પણ કરશેજ અને તમારા સઘળા સુખ દુઃખ સંભાળી લેશેજ.

છેવટે ધ્યાન ખેંચીએ છીએ કે અંગત સુખ ભોગના પદાર્થો મેળવવા માટેની પ્રાર્થના ફળતી નથી એખરૂં પણ કોઇને માટે ભલુ ઇચ્છનારી પ્રાર્થના ફળે છેજ કેમકે તે આશીષ યાને દુવા છે. માટે તમારે ફળ મેળવવું હોમ તો જાત પરજાત પશુ પક્ષી વિગેરે જીવ માત્ર પર દયા, ઉપકાર અને પ્રેમ કરશો તો તેઓ આશીષ દેશે તે તમને ફળશેજ ફળશે.

પ્રિય વાંચનાર ચામડીએ લાલ હો કે પીળા. કાળા હો કે ગોરા વિચારી જુઓ કે પ્રાણીમાત્રમાં એકજ ખુદા વસે છે માટે સઘળા ભેદ ભાવ ભૂલી જાઓ, હિન્દિ વેદાન્તનો આશાનો સંદેશો વધાવી લો કે ઉચ્ચ હો કે નીચ હો સઘળા જીવો મોડે કે વહેલ મુક્તિ મેળવી હમેશના સુખી થશેજ માટે કર્માનુસાર જે ધર્મમાં જન્મ થયો હોય તે ધર્મ તત્વજ્ઞાન અનુસાર બરાબર પાળો તેમજ બીજાઓને તેઓના ધર્મ પાળવા દો. જેમ પોતે જીવો છો તેમ બીજાઓને જીવવાદો. જો દુખી હો તો તે હાલત તમારાજ કર્મનું ફળ છે અને ભવિષ્યની સુજત પણ તમારાજ હાથમાં છે એમ જાણી સબર રાખો, જગતમાં ઉચ્ચ કે નીચ જે ભાગ ભજવવાનો કર્માનુસાર મળ્યો હોય તે ભાગ ખુશ મીજાજથી બરાબર ભજો, જે કુળમાં આવ્યા હો તેની ફરજ અદા કરો હજારો વર્ષ પર પેગામબર જરથોસ્ત કહી ગયા છે કે "સુખ તેને છે જેનેથી સુખ બીજાને છે" તેમ સુખ જોઇતું હોય તો સઘળાને સુખ પહોચાડો અને ખાલેસ પ્રીતિથી ખુદાપાકની હરદમ ભક્તિ કરો. સઘળા મહાન ભક્તો એવીજ રીતની સાચી ભક્તિ કરી સંસાર તરી ગયાની તવારીખ મોજુદ છે તેમ પ્રિય વાંચનાર તમે પણ તરી જશોજ. શાંતિ, શાંતિ, શાંતિ.